3311

# श्री.

# विजयसिंह रुपसुंदरी नाटकनां गायनो.

રચી પ્રસિદ્ધ કરનાર.

છોટાલાલ વિ. દલપતરામ કવિ.

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦

खास अमदावाद आर्य विजयवांछित नाटक कंपनीने माटे.

અમદાવાદ.

આર્યોદય પ્રેસ.



સંવત ૧૯૪૪—સને ૧૮૮૮.

કીંમત બે આના.

३३१८

# श्री.

# विजयसिंह अने रुपसुंदरी नाटक.

## सप्तांकि.

## अंक १ लो.

### मंगळाचरण.

સર્વે પાત્રો (રાગ કલ્યાણ.)

હે વીશ્વપતી, પ્રભુ સહાય કર અતી;
આર્ય દેશની વિભૂ, વધાર સંપતી. ટેક.
શૂરા નેકી પ્રમાણીક, ગુણવાન જેહ;
પ્રભુ આર્ય ભૂમી ઉપર, નીપજાવો એહ. હેવિશ્વ. ૧
વ્યભિચારી દુરાચારી, અનાચારી જન;
નિર્મળ તું કર પ્રભુ, એહ તણાં મન. હેવિશ્વ. ૨
કલેશ હરી સર્વ સ્થળે, વધારો આનંદ;
સ્તૂતી કરે પ્રભુ તારી, આર્ય બાળ વૃંદ. હેવિશ્વ. ૩
આર્ય ભૂમીને પ્રભુ તું, બક્ષ જે નવીન;
આર્ય મંડળી ભજવે, ખેલ ભીન ભીન. હેવિશ્વ. ૪
વધારો સુધારો ઘટાડો, કુધારો ઈશ;
પાત્ર જનો પ્રભુજી, વંદે નમાવી શીશ. હેવિશ્વ. ૫

(મંગળાચરણ થઇ રહયાપછી.)

**સૂત્રધાર—** **ગીતિ.**

મિત્રો મારા સુણજો, પ્યારા સારા કહુંજ હિત કાજે;
સુમિત્ર કેરા ધર્મો, અલ્પમતીથી વર્ણવુંજ આજે.

**નટી—** **ઠુમરી.**

મહેર કરો, પ્રભુ મહેર કરો; નાટચારંભે, પ્રભુ મહેર કરો રે. એટેક.
સુમતી દેઈ, કુમતી ને પ્રભૂ; સત્વર અમથી, દૂર કરો રે. મહેર.
આર્ય પ્રજામાં, સંપ વધારી; કુસંપ રૂપી, શત્રુ હરો રે. મહેર.
ક્લેશ કપટ, કંકાસને કજીઆ; તે સઘળાં, તજીવાને નરો રે. મહેર.
પ્રભુ સુમીત્ર, પતીવ્રતા નારી; આર્યભુમી, ઊપર ધરો રે. મહેર.
વ્યસની કુભાંડી, લાલચુ મીત્રો; નહીં કોઈ દીસે, મીત્ર ખરો રે. મહેર.
વ્યભીચારી, દુરાચારી; વિશ્વાસ એવી, પે ન કરો રે. મહેર.
વળિ બાળ લગ્નનો, બાંધવ મારા; કુધારો જલ્દી, આપ તજો રે. મહેર.
એવા કુધારા, જલ્દી તજીને; સુખના સાગર માંહી તરો રે. મહેર.
નિપજાવો, નર નારીના જોડાં; દંપતી સુખથી, તેહ ભરો રે. મહેર.

## પ્રવેશ ૧ લો.

**લંપટસેન** **(ચંદ્રભાગાને કહેછે.)**

**ગીતિ.**

શુણ પ્યારી મારી તું, બેનપણાં તુજ રાણી સંગ જાણું;
મેળવી આપે એને, પ્યારી આપું અખૂટ હું નાણૂં.

**ચંદ્રભાગા—**

પ્યારા મારા સુણજો, બેનપણી એ કહ્યું તમે સાચૂં;
પણ છોડીદ્યો લત એ, એટલુંજ હું આપ કને યાચૂં. ૧
પતી વ્રતા એ નારી, શાણી રાણી રાય તણી કહાવે;
કોટી પ્રયત્નો કરતાં, આપ હસ્તમાં પ્રીય કદી નાવે. ૨

**લંપટસેન—( નાખુશ થઇને. )**

**ગજલ.**

મેળવી આપ એ નારીને, રાખું હું તુને;
તલભાર ચેન એ વિનાતો, ના પડે મુને. ૧
માટે જલ્દી લેઇ ચાલ, મુજને એની પાસ;
હીરા કંઠો લે તું પ્યારી, કર નહીં નિરાસ. ૨

**ચંદ્રભાગા—**

ચીંતા પ્યારા નવ કરો રે, દિલમાં તમે કાંઇ;
આગ્રહ હું અતી કરીને, લાવું એને આહીં. ૧
પ્રીયપ્યારી એની મારી, જાણો એ નિરધાર;
નક્કી માનશે એ વાત, કહીશ જેણીવાર. ૨

**લંપટસેન—**

ધન્ય ચંદ્રભાગા પ્યારી, ધન્ય તૂજને;
જીવતદાન જાણે આપ્યું આજ મૂજને. ૧
જન્મ સુધી પ્યારી તારો, ભૂલુ ના આભાર;
જાઉંછું કચેરીમાં હું, દે રજા તું નાર. ૨

**ચંદ્રભાગા—**

આમાં નથી કીધું, આપનું મેં ભારી કામ;
જેથી આભાર દાસી કેરો, માનો તમે આમ. ૧
જાવું હોયતો જવાને, હા પાડુંછું હાલ;
સેજે તરદી દેવા દર્શન, પધારવા કાલ. ૨

## પ્રવેશ ૨ જો.

**ગુણવંતી (રાણી પ્રત્યે બોલે છે.)**

## શિખરણી વૃત.

લલાટે શોભેછે, શશિ સમ ટિકા જે અતિ દિપે;
તૃપા ભારી કામી, જન તણી નિરખતાં ઝટ છિપે. ૧
કમળ જેવું જેનું, મુખ મૃગ નયન જેવાં નયન છે;
ગતિ હંસી જેવી, ફણુસમ વળી કેશજ દિસે. ૨
અતિ લજ્જા પામે, રવિ શશી જોતાં મુખ વળી;
રૂપે રંભા જેવી, વળી સમ દીસે જાંગ કદળી. ૩
શુ વર્ણું હું ઝાઝું, કથી નવ શકું હું રૂપ કથી;
અરે બુદ્ધી મારી, કથન કરવા યોગ્યજ નથી. ૪

રૂપસુંદરી— **ગીતિ.**

ધન્ય દાસી છે તુજને, રૂપ વર્ણવ્યું તેંજ આજ મારૂં;
શૃંગાર તેવી રીતે, સાંભળવા તું કનેથી મન ધારૂં.

ગુણવંતી— **ગજલ.**

બાઇ આપનો શૃંગાર, શું કહું કથી;
મૂકતા માળ ચંદનહાર, શોભે બેરખી. ૧
રત્નજડિત કંકણુ ધાર્યાં, બાઇ હાથમાં;
કનકજડિત ઝાંઝર ઘાલ્યાં, પ્રીતે પાયમાં. ૨
બુટ્ટાદાર સાડી ઝળકે, જાણે વીજળી;
મોરસહિત શોભે, બાઇ આજ કાંચળી. ૩
માથે સેંથો, પાડિયો દીપાવડો અતી;
દીસો જાણે કાંમદેવની પ્રીયા રતી. ૪

**રૂપસુંદરી—(બેનપણી ચંદ્રભાગાને કહે છે.)**

**કાલ વે'લી આવવાને આપ્યોતો તેં કોલ, ૫**

કયાં ગઈતી બેન મારી, સાચે સાચું બોલ. ૧
એક દી મેળાપ તારો, જો મને ન થાય;
ઝૂરી ઝૂરી ને મરૂં હું, પ્રાણ મારો જાય. ૨

**ચંદ્રભાગા—**

બેની તું જાણેછે હુંતું, વીધવા કેરી જાત;
રાજદ્વાર આવવાને, શી મારી વિસાત. ૧
વળી બીજું એછે જે તું, પતી વ્રતા નાર;
પતી સેવા કરે તું તો, દીન પ્રતી સાર. ૨
બેની મુખ તારૂ દીસે, છે અતી ઉદાશ;
કારણ એનું બેની મારી, આગે તો પ્રકાશ. ૩

**(ચંદ્રમુખી ને એકલી.) એ રાહ.**

અહાં સખી તું આમ કેમ, દિલગિરી માંહી પડી; એ ટેક.
મોં તારૂં ઉદાસી છે, ફીકર તે મુને થઇ;
શે દુખે દુખી અહો, આવી તું બની ગઇ. અહાં. ૧
શુંછે દુઃખ તાહરે, કહેને જલ્દી મુજને;
કોણે દૂખવી તુને, ખોટું લગાડ્યું તૂજને. અહાં. ૨
બતાવ કારણ તેહનું, મારી પાસે તો સહીં;
લગીર તારા મનમાં, ફિકર તું કરીશ નહીં. અહાં. ૩

**રૂપસુંદરી—** **(રાગ કલ્યાણ.)**

ધન્ય પ્યારી તારી, અક્કલને જાઉં વારી;
સમજી એક ક્ષણમાં, તું વૃતી માહરી. એ ટેક.
કાંઇ ન્યુનતા નથી માહરે, અન્ય તણી પ્યારી;
ભોગ કામના દિન દિન પ્રત્યે, પીડેછે ભારી. ધન્ય. ૧
જોબન વય બેની મારૂં, આ ચાલ્યું જાએ વ્યર્થ;

ભોગ કામના પુરી કરવા, રાજા નથી સમર્થ. ધન્ય. ૨
એ કારણછે દિલગીરીનું, કર તું કાંઇ ઉપાય;
જેથી મારી ભોગ તૃષ્ણા, જલ્દી પુરી થાય. ધન્ય. ૩
ચરિત્ર લગતાં સ્ત્રીને બેની, જણાવું રાજા પાસ;
તેથી ચિંતા દૂર કરીને, પૂરી કર મુજ આશ. ધન્ય. ૪
રાજા પાસે બતાવું છું, હું પતીવૃતાનો ધર્મ;
તેથી નૃપતિ નથી જાણતા, પાછળ થાતા કર્મ. ધન્ય. ૫
બચાવવો હોય બેની, જો તારે મારો પ્રાણ;
મેળવી આપ રૂપાળો જોઇ, પ્યારો દીલો જાન. ધન્ય. ૬

**ચંદ્રભાગા—**

ઠીક બેની પ્યારી, એ ફર્જ છે મારી;
ફિકર છોડી દેને તું, એ કાંઈ નથી ભારી. એ ટેક.
બાલ્યાવસ્થામાં પરણાવી, મુજને મારા તાત;
રાંડી બાલ્યાવસ્થામાં, તું વિચાર મારી વાત. ઠીક. ૧
બાળપણું રમતાં મેં કાઢયું, સમજણ આવી જ્યાર;
કામવેદના નહી સેવાથી, રમવા માડયું જાર. ઠીક. ૨
પ્રીય પ્રાણથી પ્યારો મારો, લંપટસેનજ નામ;
બોલાવી લાવું હું તેને, શાંત પાડવા કામ. ઠીક. ૩
કામદેવ જેવો રૂપાળો, ઈંદ્ર સમુછે વર્ણ;
રૂપ વર્ણવી તારૂં એને, કરીશ આકર્ષણ. ઠીક. ૪
એના જેવો આ નગરીમાં, ન કોઇ કાંતીવાન;
સર્વ ગુણ સંપન એતોછે, વળી અતિ બળવાન. ઠીક. ૫

**રૂપસુંદરી—** ગજલ.

સત્યવાત તેં ઉચારી, બેની મારી આજ;

જેમ બને તેમ જલ્દી, કરને તું એ કાજ. ૧
કાલ સાંજના સમે તું, લેઇ વેલી આવ;
ઉત્તરાદા દ્વારથી તું, જલ્દી તેડી લાવ. ૨

**ચંદ્રભાગા—**

સમજાવવો એને બેની, એ કામ છે મુશ્કેલ;
તેમ છતાં બેની મારી, લાવીશ તારે મહેલ. ૧
નીમ્યોછે આ વખ્ત બેની, ભેટવાને યાર;
તેથી હાલ હું જાઉંછું, બેની તેહ ઠાર. ૨

## પ્રવેશ ૩ જો.

**ગુણવંતી**—(પ્રેમમોહના પ્રત્યે કહેછે)
(ઓધવનંદનો છોરો) એ રાહ.

પ્રેમમોહના સાંભળ, એક વાતડી જો;
બેની દાઝશે સુણીને, તારી છાતડી જો. પ્રેમમોહના. ૧
બાઈ એક દિન કરતી, તર્ક બેઠીતી જો;
બેની ઉપની ઉદાસી ચિત્તમાં અતી જો. પ્રેમમોહના. ૨
એટલામાં ચંદ્રભાગા તેની પાસ આવી જો;
યુક્તિ સૂનીતિ વિરૂદ્ધ બનાવતી જો. પ્રેમમોહના. ૩

( ગુણવતી તથા પ્રેમમોહના બંન્ને દાસીઓ પ્રાર્થના કરેછે. )

**બંન્ને**—( દયાળુદેવ કૃપાળુ તું ) એ રાહ.

અરે ઓ ઈશ, નમાવી શીશ; વન્દીએ, તને જગદીશ. એ ટેક.
દુર્જનથી તું, કરજે દૂર; અર્જ આ, ઉતારી ઉર. અરે. ૧
છે બહુ નામી, અંતરયામી; સૌનો તું, પ્રભૂ સ્વામી. અરે. ૨
નમિએ અમો, સ્વિકારો તમો; ભક્તોને મન, સદાએ ગમો. અરે. ૩

પ્રભૂજી કરી, કૃપાની દૃષ્ટ; કાપો અમારાં, સર્વે કષ્ટ. અરે. ૪
છિએ અમે બાળ, તારા પ્રભૂ; સંભારી લેજે, તેને વિભૂ. અરે. ૫
અરે ઓ નાથ, જોડીને હાથ; કરીએ સ્તૂતિ, બંને સાથ. અરે. ૬
ભરત ભ્રાતુનું, તુ કરજે ભલું; વિનતી કરી, માગુ એટલું. અરે. ૭

# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

રૂપસુંદરી— ગજલ.

ગુણવંતી જાને વે'લી, લાવ મૂજ યાર;
ગન મારૂં અતિ તલ્પે, ખેલવાને જાર. ૧
દોડ વે'લી દોડ વે'લી, લાગે કામ બાણ;
ચિત્ત મારૂં લાગ્યું એમાં દાસી નકી જાણ. ૨

ગુણવંતી—

ધિક ધિક બાઇ આવાં કુડા કરો કર્મ;
યાદ આપ દિલમાં ધરો સતીઓ કેરા ધર્મ. ૧
સીતા કુંતા સૂલોચના સતીઓ જે હતી;
તેવી સતીઓ તણી ધરો બાઇ મન કૃતી. ૨

રૂપસુંદરી—

બસ ઝાઝું બોલના તું મારી સંગે નાર;
દોષ જૂઠો મૂકીને હું કાઢું ઘરની બા'ર. ૧
ગાટે રે'વું હોય તો તું તેડી લાવ યાર;
બતાવ ચાતુરી તું દાસી થાય ન આશકાર. ૨

**ગુણવંતી—**

એમાં શાને ગુસ્સે થાઓ આટલાં બધા;
મેં તો દાસી ધર્મ માટે વેણ આ કીધાં. ૧
નીચ સંગે બાંધી તમે છેજ આશનાઈ;
આશય એમાં શું છે આપનો કહોને બાઈ. ૨

**રૂપસુંદરી—** (મુલ્તાની ઠુમરી).

(રાજાને સ્ત્રીચરિત્ર બતાવેછે.) (જન્મો જનમ ગુણ ગાનુંગી)એ રાહ.

ક્ષણ ક્ષણ ભર જો જુદી રહું તમથી;
તો દીલમાં દુઃખ પામું હો પ્રીતમ. ક્ષણ. એ ટેક.
કચેરીએ જ્યારે જાઓ તમે પ્રીયુ;
ત્યારે ઝુરી દિન ગાળુ હો પ્રીતમ. ક્ષણ. ૧
વારી વિજોગે. મચ્છ રહે જેમ;
તેમજ દેહ, પ્રજાળુ હો પ્રીતમ. ક્ષણ. ૨
સૂર્યોદયે જેમ, કમળ પ્રફુલ્લિત;
તેમ દીઠે તમ, થાઉ હો પ્રીતમ. ક્ષણ. ૩
ચકોર જીવે જેમ, ચંદ્ર કીરણથી;
તેમ દર્શને તમ, જીવું હો પ્રીતમ. ક્ષણ. ૪
એવી રીતે હું, દુખીયું પ્યારા;
ધીરજ શી રીતે, લાવું હો પ્રીતમ. ક્ષણ. ૫
પ્રાણજીવન. કહોતો કચેરીમાં;
આપની સંગે, આવું હો પ્રીતમ. ક્ષણ. ૬
વે'લા પધારવા, માટે પીયૂજી;
અર્જ હું એહ, જણાવું હો પ્રીતમ. ક્ષણ. ૭

વિજયસિંહ   માલીની વૃત.

શુભ ગુણ તવ નારી, નિર્ખિ મેં ના તું જેવી;
મુજ ઉપર હમેશા, પ્રીત રાખે તું કેવી. ૧
પણ ઘડિભર પ્યારી, તુંથી જુદો પડું જો;
હૃદય મુજ અતિશે, ઝંખે મળવા તુંનેતો. ૨
નકી નકી નથી ગમતું, પ્યારી જાઉં તજી રે;
પણ અતિ દિલગીરી છું, નવ બને એ કદી રે. ૩
ખરિ ખરિ ખરિ પ્રેમી, પ્યારી તુજને પ્રમાણું;
તુજ સમ જગમાંહી, અન્ય દારા ન જાણું. ૪

રૂપસુંદરી—(રાજા જવાનું કહેછે એટલે.)

ગજલ.

એક ઘડી આવે નાથ, થઈ ન આપને;
આવી આવી રીતે મારો, માં રીબી મને. ૧
આમ મારવાના કરતાં, મારો એક દમ;
કાડું જીવ જાઓ તો, હું ખાઉંછુંજ સમ. ૨
નારીનો ન સાંભળો, જો નાથ તો પોકાર;
કોની પાસે જઇને અર્જ, કરે એહ નાર. ૩
આજ દેઉં જાવા નહીં, તમને શીરછત્ર;
જાઓતો હું કાડું પ્રાણ, મારા નાથ અત્ર. ૪

વિજયસિંહ—

જો ન રાજ્યાસન ઉપર, જાઉં હું પ્રિયા;
રાજની દશા શી થાય, મન ધરો ત્રિયા. ૧
વળી લોકમાં શું પ્યારી, હું વિષે કે'વાય;
નારીમાં બહૂ થયોછે, લુબ્ધ હાલ રાય. ૨

વળી રાજ નીતિમાં, કહ્યાંછે જેહ ધર્મ;
પ્યારી આપ દિલમાં ધરો, એહ તણો મર્મ. ૩
જઈને સાંભળું ન જો હું, લોક કેરી દાદ;
સાંભળે કો દીન તણી, પ્યારી કો' ફર્યાદ. ૪
શું કહું હું તુજને પ્યારી, તું અતી સુજાણ;
નૃપતિ કેરો ધર્મ પ્રીયા, તુંથી ના અજાણ. ૫
માટે માગુછું હું રજા, થઇ અતિ લાચાર;
તેથી જલ્દી રજા આપ, હે સુજાણ નાર. ૬

રૂપસુંદરી—
જાશો તો નના કે'વાય મારાથી હે નાથ;
વે'લા જલ્દી આવજો હું કહુંછું જોડી હાથ. ૧

વિજયસિંહ—
આવુંછું કચેરીમાંથી જલ્દી તારી પાસ;
પ્રાણપ્યારી દિલ વીશે તું થઇશના ઉદાસ. ૧

## પ્રવેશ ૨ જો.

### સ્થળ રાજ કચેરી.

વિજયસિંહ— (રાગઝીંઝોટીનો દાદરો)
દિલમાં ધરો દિલમાં ધરો દિલમાં ધરો રે;
મંત્રી સાવધાન થઇને દિલમાં ધરો રે. એ ટેક. ૧
ન્યાય કેરાં કામ તમે કેમ કરો રે. મંત્રી.
પ્રજા હિતકારકે મેં જન્મ ધર્યો રે. મંત્રી. ૨
જો આ હાથથી કદી અન્યાય થયો રે. મંત્રી.
તો સચીવ જન્મ મારો વ્યર્થ ગયો રે. મંત્રી. ૩
નીતિથી અનીતિ પેજો પાય ધર્યો રે. મંત્રી.

ધીક્તો આ જન્મ શાને કાજ લીધો રે. મંત્રી. ૪
જન્મીને ન રાજ્યમાં સુધારો કર્યો રે. મંત્રી.
જન્મ લીધાનો ન કાંઇ અર્થ સર્યો રે. મંત્રી. ૫
રાજ કામ કેવી રીતે તમે કરો રે. મંત્રી.
મને જલ્દી સચિવ મારા તે જણાવો રે. મંત્રી. ૬

**ભગવાનસિંહ—શાર્દૂલ વિક્રીડિત.**

હે રાજા સુખી છે પ્રજા તમતણી, અન્યાય દીસે નહીં;
શાંતીથી ભરપૂર સૂનિતિ અને, સત્કાર્ય ચાલે અહીં. ૧
કેળવણી શુભ બાળને દિન પ્રતી, પ્રીતેસુ દેવાય છે;
પ્રીતે અંધ અપંગને નરપતિ, ખોરાક વેંચાય છે. ૨

**વિજયસિંહ**—( કેટલીક વાતચીત થયા પછી )

(સરકાર માફ કીજીએ) એ રાહ.

સૂણુ સચીવ કહું તે વાત જો વિચારી મન.
સુગલ બાજ રાજમાં અતી દીસેછે જન. સૂણુ. ૧
નીતિ ન્યાય સાચવીને રાજ હું કરૂ.
સૂનિતી વિરૂધ પાય નવ કદી ધરૂં. સૂણુ. ૨
દૂષ્ટ લોકો પાપ કરે રાજમાં અમાપ;
દશમો ભાગ રાય શીર આવેછે એ પાપ. સૂણુ. ૩
એવા દૂષ્ટ પાપીને હું કાઢું પુરની બા'ર
તો તો પ્રજા માહરી નકી સુખી થનાર. સૂણુ. ૪

**ભગવાનસિંહ—**

ફિકર છોડી દોને માથે લઉંછું કાજ રાય.
આજ પછી ગામમાં આવા ગુના ન થાય. ફિકર ૧
દૂષ્ટ પાપી જનને હું કાઢું પુરની બા'ર.

રાય આપની ઇચ્છા હું પૂરી કરૂં સાર. ફિકર. ૨

**સીતારામ—** (એક અરજદાર બ્રાહ્મણ)

**ઠુમરી.**

આ અર્જ સૂણો, આ અર્જ સૂણો;
પ્રજા પાલક રાય, આ અર્જ સૂણો રે. આ અર્જ. ૧

(હે ચાંપરાજ હે ચાંપરાજ) એ રાહ.

હે વિજયસીંહ (૨) આ દિનની સૂણો અર્જ;
અદલ ન્યાય આપો તમે એ નૃપતિની છે ફર્જ. ૨
હું દ્વીજ જન (૨) રહુંછું નૃપતિ આ ગામ;
હતો વિપ્ર આ ગામનો મુજ નામછે સીતારામ;
આટલા વર્ષ (૨) પરદેશ રહ્યો ધન કાજ. ૩
પાંચ રત્ન હું કમાઈને આવતો હતો મા'રાજ.
પંચ કોશ દૂર (૨) તૃષા લાગી નીરવાણ
કુપ ભરેલો વારીથી મેં નિરખ્યો ત્યાં સૂજાણ ૩
જળ ભરવાને (૨) ગયો ચાલીને ત્યાંય
પાંચ રત્ન કુપમાંહી રાજા પાત્રસહીત પડી જાય. ૪
રણવગડામાં (૨) કરવા માંડયુ કલ્પાંત.
ભીલ હતો આ વાટમાં તેણે પાડયો મુજને શાંત. ૫
તેણે આવી કહ્યું (૨) શું કારણછે રડવાનું.
ત્યારે તેને મેં કહ્યું કારણ રૂદન કરવાનું. ૬
એણે કથન કહ્યું (૨) હુ રત્ન બહાર કાઢીશ
પણ એમાંથી જે ગમે તે તુજને હું આપીશ. ૭
બહાર કાઢીઆં (૨) રત્ન હતાં જે પાંચ
પાત્ર સહીત રત્નોને રાજા નોતી આવી કાંઈ આંચ. ૮

એણે પછી આપ્યું (૨) ખાલી પાત્રજ તે ઠામ.
રત્ન કમાઇને હું મુવો એ કેવું અઘટિત કામ. ૯
મન માહરે (૨) કરીયો મેં દરિઆફ.
વિપ્ર સામુ નિહાળીને તમે અદલ કરો ઈન્સાફ. ૧૦

**સીતારામ—** (ઉપજાવતી વૃત) (રત્નો લઇને)
સુખી રહો રાય સદૈવ જગમાં, ન થાઓ જરીએ દુઃખ આપ નખમાં;
પુરો સદા આશ પ્રભૂ તમારી, છે એટલી આશિષ અમારી. ૧

(સલામ સલામ સલામ) એ રાહ.
કલ્યાણ કલ્યાણ કલ્યાણ, કલ્યાણ કલ્યાણ કલ્યાણ;
વિજયસીંહનું કલ્યાણ, રાજનું કલ્યાણ. એ ટેક.
સારા સચીવનું કલ્યાણ, સેનાપતીનું કલ્યાણ;
આર્ય દેશનું કલ્યાણ, આર્યનું કલ્યાણ. કલ્યાણ.

## પ્રવેશ ૩ જો.

(લંપટસેનની સ્ત્રીનો વિલાપ..)

**વિજયા—** **લલીત.**
અરરર હે પ્રભૂ, પૃથ્વી નાથ રે; પ્રણમું હું તને, જોડી હાથ રે.
અરજ માહરી, ઊરમાં ધરો; પ્રભુ પરાત્પરા, કષ્ટને હરો.
સકળ વિશ્વના, નાથ હે પ્રભૂ; અકલ તાહરી, છે, બહુ વિભૂ.
પ્રબળ તાહરૂ, જોર છે ખરૂં; પ્રણુમિ તું પદે, પાપ પર્હરૂં.
પ્રભુ તમે ખરા, છો નિરંજના; ભક્તના તમે, ભીતી ભંજના.
અતિજ કષ્ટ છે, સ્વામીનું મને; સકળ જ્ઞાન તું, શું કહું તને.
સકળ આશના, પૂર્ણ છો ખરા; નમુ નમૂ તને, હે હરી હરા.

(લંપટસેન આવેછે ત્યારે.)

**કલ્યાણ.**

આવો સ્વામી મારા, તમે લાગોછો પ્યારા;
વીના આપ નાથ મારા, હાલ નહારા.        એ ટેક.
પરનાસુ પ્રીત કરીને, જાઓ તેને ઘેર;
પરણી ઉપર પ્રીતમ મારા, કદી ન લાવો મે'ર. આવો. ૧
દુઃખ વિરહનું ભારે પીડે, પ્યારા મુજને આજ;
આ પરમાણે શી રીતે હું, રાખું મારી લાજ. આવો. ૨

## પ્રવેશ ૪ થો,

ચંદ્રભાગાનું ઘર.

(લંપટસેનના કહેવાથી દાસી ગાયછે.)

**દાસી—** (વીનતી ધરજો ધ્યાન) એ રાહ.

પ્રભૂ ઉપર કરો પ્રીત, અરે તમે પ્રભુ ઉપર કરો પ્રીત. ટેક.
પ્રભુ ભજ્યાથી સંકટ જાશે, મળશે મોક્ષ ખચીત. અરે. ૧
નર્ક તણો કુપ, પરનારી જાણો; કોઈ પામ્યા, નવ જીત. અરે. ૨
હોય ગરથ જ્યાં, સુધિજ પાસે; ભઈ ભઇ, કહેશે નીત. અરે. ૩
ત્યાં સુધી પ્રીત, બતાવેછે બહુ ગઈ ગઈ, ગુણના ગીત. અરે. ૪
મર્ણ સમે બહુ, બાવરા બનશો; જશો બની ભય ભીત. અરે. ૫
તે સમે કોઇ ન, આવશે સાથે; રેહેશે સરવ અહીં વીત. અરે. ૬
રહેવું નરકમાં, પછીથી પડશે; કેવું એ, અઘટીત. અરે. ૭
માટે પ્રભૂ પર, પ્રીત કરો તમે; ચાહો જો આપનું હીત. અરે. ૮
લંપટસેનજી, સાચું કહુંછું; માનજો એહ, ખચીત. અરે. ૯
(લંપટસેન આ સાંભળી ગુસે થાય છે તેને શાંત પાડવા ચંદ્રભાગા બોલેછે.)

**ચંદ્રભાગા**-(હરી કલંક આરે ઉતારો મુજ પ્રાણનાથ ઉગારો) એ રાહ.

**શું વચન વદોછો પ્યારા, દિલ જાન દોસ્ત ઓ મારા. ટેક**

કેમ ક્રોધ કરો તમે આવો, શું કારણછે બતાલાવો;
તમે વચન કહો ન નહારાં, દિલજાન દોસ્ત ઓ મારા. શું.
છે જુની આપની યારી, હે લાલ અતી સુખકારી;
નહીં યોગ્ય વાલમા મારા, દિલજાન દોસ્ત ઓ મારા. શું.
અજ્ઞાની દાશીછે મારી, એને અતિશય મેં તો વારી;
ધરો શાંતિ સૂખ દેનારા, દિલજાન દોસ્ત ઓ મારા. શું.
ધરો દાસી ઉપર શો રોષ, ક્ષમા કરો આટલો દોષ;
દિલ વાત વીચારો પ્યારા, દિલજાન દોસ્ત ઓ મારા. શું.

## પ્રવેશ ૫ મો.

(રાણી પોતાનો યાર લંપટસેન આવતો નથી તેથી વિલાપ કરેછે).

**રૂપસુંદરી**—( પીયુને તજાવનાર વેરી અલંકાર ) એ રાહ.

દાસી કેમ યાર મારો આવતો નથી,
કહેને તું જલ્દી તેનું કારણ કથી. ટેક.
વિના યાર વ્યાકુળ મનડું બહુ થાય,
વીરહના દૂખે દાસી જીવ મારો જાય. દાસી.
ધીરજ ન ધારી શકું દાસી હું લગાર,
સંસાર દીસેછે વીના યાર તો અસાર. દાસી.

(રાજા આવેછે પછી મીત્ર શુરાજીનો પત્ર રાણી વાંચી બતાવેછે).

**રૂપસુંદરી**— **ત્રોટક.**

પ્રિય મંગળ, મંગળ વાસરમાં; તુજ કુમ કુમ, પત્ર મળયો કરમાં;
અતિ આનંદ, ઊરથી વાંચીગયો; રસ પ્રેમ તણો, ઉભરાઇ ગયો. ૧

(સીતાજીના મહિનાનો રાગ)

મારા પ્યારા મીત્ર સુજાણ, પ્રીતે પત્ર વાંચજે;
વળી વિધ વિધ કરીને વિચાર, હ્રદયમાં ધારજે. ૧

મિત્ર સૂખીછે અહીંઆ સર્વે, પ્રભૂની કૃપા થકી;
લખજે તારી ખુશીનો પત્ર, અહો મીત્ર નકી. २
તને મળવાને પ્યારા મિત્ર, ઇચ્છા છે મન ઘણી;
પૂરી કરશે તે દીન દયાળ, દાસ મૂને ગણી. ३
રામ લક્ષ્મણ સમ છે હેત, કહુ શું ઝાઝું કથી;
કાય દેખાયછે જૂદી ફક્ત, જીવ જૂદા નથી. ४
સંભારેછે વીરસીંહ પૂત્ર, હમેશાં તૂજને;
વીના તારા અરે ઓ મીત્ર, ગમે ના ઘડી મને. ५
માટે આવીશ મળવા ભ્રાત, થોડા દિનમાં હવે;
મને આતુર કીધોછે વીર, પ્રીતી ના દવે. ६
પત્ર પાડવજે તું દોસ્ત, છે એટલી વીનતી;
મીત્ર શૂરાજીના પ્રણામ, માની લેજે અતી. ७

બીજો અંક સમાપ્ત.



# अंक ४ थो.

## પ્રવેશ १ લો.

**સ્થળ**—વિજયસિંહના મિત્રનો દરબાર.

(શુરાજીનો પુત્ર આવેછે અને નમન કરી બોલેછે.)

(અરે લાલદેવ) એ રાહ.

પિતાજી શી આજ્ઞા કરોછો મને, નમીને ખુલાસો પુછું આપને;
નિતી શાસ્ત્રનો ગ્રંથ હું વાંચતો, દિઠો દાસ એવે સમે આવતો.
ઇરાદો વળી વાંચવા પૂત્ર ધર્મ, વળી વાંચવા રાજ્ય નીતિનો મર્મ;
દહી આવ્યોછું હું તમારી કને, કહો કાંઇ આજ્ઞા પિતાજી મને.

**શુરાજી**—અરે પ્યારા મારા વિવેકી તું પૂત્ર,
ખરે શોભવ્યાં તેં ભલાં ઘરસૂત્ર;
દિધો પુત્ર આવો રૂડો ઓ વિભૂ,
ગણું પાડ તારો અતીશે પ્રભૂ.

**વીરસીંહ**—(શુરાજીના પુછવાથી પોતે રાજાના ધર્મ કહે છે).
(રાજાએ પ્રજાને પુત્ર ગણીને પાળવી.) એ રાહ.
પીતાજી આપ સૂણીયે, આ નૃપતી કેરો ધર્મ;
નીતિ રીતથી જણાવું, ન્યાય કેરો મર્મ. એ ટેક.
પુત્ર પ્રેમથી પ્રજાને, નિત્ય પાળવી;
આપી સૂખ કાડી દૂખ, ધર્મ જાળવી. પીતાજી. ૧
કાઢી દેશથી વિદેશ, સર્વ આપદા;
દેવિ સૂવિધા પ્રજાને, દિન પ્રતી સદા. પીતાજી. ૨
પ્રજાના હિતાર્થે, પ્રીય પ્રાણ આપવો;
શત્રુને હરાવી, ક્ષત્રી ટેક રાખવો. પીતાજી. ૩
સૂનિતી વિરૂધ પાય, નવ કદી ધરો;
સત્ય ન્યાય નીતિ ટેકને, સદા વરો; પીતાજી. ૪
કામ ક્રોધ મોહ લોભ, નેજ પરહરો;
આપી દાનથીજ, જ્ઞાન સંકટો હરો. પીતાજી. ૫
તજી અધર્મ કર્મ, ધર્મના તમે કરો;
રાખે રંગ ભેદી અંગ, ક્ષત્રી તે ખરો. પીતાજી. ૬

## પ્રવેશ ૨ જો.

**વિમળાદેવી**— ત્રોટક.
પ્રિય પ્રાણપતી, ખુશીમાંહી રહો; કદીએ દુઃખ, કાંઈ તમોને ન હો.
પ્રભુ રાખ સદા, સુખમાં પતિને; શુભ ભૂષણ છે, તે સૌ સતિને.

નથિ નાથ કંઈ, બરદાસ થતી; વિણુ આપ અમી, વિષ લાગે અતી.
પ્રિય ભોજનનું આપ, વિના ન ગમે; મુજ મન સદા, ચોદીશ ભમે.
નહીં નાથ વિના, સણગાર સજૂં; સર્વે રિતિના, ખટ સ્વાદ તજૂં.
તગ દર્શન તો, પ્રિય છેજ ખરે; નવ આપ વદો, મુખ એજ અરે.

શુરાજી— (દયાળુ દેવ કૃપાળુ તું) એ રાહ.

અરે હો દેવ, કરૂં છું સેવ; સ્વિકારો ને, પ્રભૂજી એવ. એ ટેક.
દિધીછે મને, આ પત્નિ સતી; માનું છું પા'ડ, તારો અતી. અરે.
વળી એ પ્રભૂ, કરૂં છું અર્જ; જાણીને એ, આગારી ફર્જ. અરે.
હમેશા રાખ, અમને સાથ; પ્રભૂ માગુછું, હું જોડી હાથ. અરે.

(શુરાજી, વિમળદેવી, વીરસિંહ, ત્રણ સાથે)—
(વીનતિ ધરજો ધ્યાન) એ રાહ.

મહેર કરો ભગવાન, કૃપાળુ પ્રભૂ મહેર કરો ભગવાન. એ ટેક
મિત્ર મારાને આ જગમાં પ્રભૂ, દેજે અતી સુખ દાન. કૃપાળુ.
દિન દિન પ્રત્યે તેની વધજો, સુખ સંપત્તિ નીધાન. કૃપાળુ.
દિર્ઘાયુષ્ય પ્રભૂજી દેજો, ધરિએ અમે તારૂં ધ્યાન. કૃપાળુ.
પત્નિ તેની રે'જો સદા સુખમાં, ઘો તેને પૂત્રનું દાન. કૃપાળુ.
આર્ય ભુમીનું ભાલું તું કરજે, ગઇએ અમે ગુણુ ગાન. કૃપાળુ.



# अंक ५ मो.

## પ્રવેશ ૧ લો.

રૂપસુંદરી—(દાસીને પુછેછે કે ચંદ્રભાગા કેમ આવતી નથી.)

### ગજલ.

દાસી કેમ ચંદ્રભાગા, આવતી નથી;

આવીશ વે'લી કાલ, એવું ગઈ હતી કથી. ૧
તેને આજ દિન થયા, દાસી નકી બાર;
વિઘ્ન તેને માથે કાંઇ, આવ્યું છે નિર્ધાર. ૨
નહીં તો આવ્યા વગર રહે, નહીં મારી પાસ;
ગુણવંતી કર તું કાંઇ, બેનીની તપાસ. ૩

**ગુણવંતી—**
હશે કાંઇ કામમાં, ગુંથાયા નક્કિ એહ;
તેથી આવી શકે નહીં, બાઈ અત્ર તેહ. ૧

**રૂપસુંદરી—**
એવું ભારી કામ દાસી, એને શું હશે;
બેની વિના દાસી મારો, જીવડો જશે. ૧
(ચંદ્રભાગા આવેછે ત્યારે રૂપસુંદરી દાસીને કહેછે.)
દાસી બેની મારી આવી, જલ્દી ખોલ દ્વાર;
જાને વે'લી માર્ગમાં, ન લાગે કાંઈ વાર. ૧
દોડ વે'લી દાસી મારી, હર્ષ છે અપાર;

**ગુણવંતી**—હુકમ મુજબ જાઉં છું હું, ખોલવાને દ્વાર. ૨

## પ્રવેશ ૨ જો.

(રાજા વાત માનતો નથી તેથી.)

**રૂપસુંદરી**—(પીયુને તજાવનાર વેરી અલંકાર) એ રાહ.
સ્વામીનાથ આવા કેમ, આપ રે થયા;
પ્યારીનો વિશ્વાસ, કેમ ભૂલી રે ગયા ટેક.
જો કદી પૂર્વનો સૂર્ય, પશ્ચિમે જણાય;
જો કદાપિ સમુદ્ર, મર્યાદા તજી જાય. સ્વામી. ૧
હજુ સાધુને દીલેથી, દયા ગઇ નથી;

કેમ જૂઠી વાત કહું, આપને કથી. સ્વામી. ૨
હાય દૈવ કોપ થયો, આજ હું પરે;
સ્વામીનાથ વાત મારી, માને ન અરે. સ્વામી. ૩
(એ વાત ખરી લાગવાથી પ્રધાનને ધિક્કારે છે.)

**વિજયસિંહ**—(ક્ષત્રી કલંક કેમ લેશે રે) એ રાહ.
ધિક ભગવાનસીંહ પ્રધાન, વ્યભીચારી તું કેમ થયો રે;
તને જરીએ ન આવ્યું જ્ઞાન, ક્ષત્રીનો ધર્મ ભુલી ગયો રે. ટેક.
મુજ રાણી જે માતુ સમાન, વ્યભીચારી તું કેમ થયો રે;
કરી કુદૃષ્ટિ ભુલી ને ભાન, ક્ષત્રીનો. ૧
તને સુજ્ઞ ગણી રાખ્યો પાસ, વ્યભીચારી તું કેમ થયો રે;
બહુ હતો તારાપર વીશ્વાસ, ક્ષત્રીનો. ૨
ધિક ધીક છે તારી જાત, વ્યભીચારી તું કેમ થયો રે;
કાલ સવારમાં કરૂં તારી ઘાત, ક્ષત્રીનો. ૩
ખાઇ નીમક બન્યો તું હરામ, વ્યભીચારી તું કેમ થયો રે;
આવું કરવા ભીડી હામ, ક્ષત્રીનો. ૪
ક્ષત્રીવિર તેં ડુબાવ્યું છે કૂળ, વ્યભીચારી તું કેમ થયો રે;
તારા કુટંબમાં પ્રગટયો તું શૂળ, ક્ષત્રીનો. ૫
આખી ક્ષત્રી કોમને લગાડી લાજ, વ્યભીચારી તું કેમ થયો રે;
આવા દૂષ્ટ નફ્ટ કૃત્ય કાજ, ક્ષત્રીનો. ૬
મારા હૃદયમાં પ્રગટીછે લાહ્ય, વ્યભીચારી તું કેમ થયો રે;
કર્યું કૃત્ય કેવું અરરર હાય, ક્ષત્રીનો. ૭

## પ્રવેશ ૪ થો.

(રાજા બાદશાહ ઉપર હુમલો કરવા શૂરના આવેશમાં કહેછે.)

**વિજયસિંહ**—(ક્ષત્રી કલંક કેમ લેશે રે) એ રાહ.

ધિક રાણી તને ધિક્કાર, ક્ષત્રીને એબ તેં લગાડી રે;
હાય જાણીતી મેં, તને સતીનાર. ક્ષત્રીને.
મને વ્યાપી ગયું છે અંગે ઝેર. ક્ષત્રીને.
યાદ રાખ આવી, કરૂં તને ઠેર. ક્ષત્રીને.
સજ થાઓ તમે, શુરવીર. વિજય ટેક કેમ તજે રે;
બાંધો બખ્તર, સઉ રણુ ધીર. વિજય.
જઇ લડવું, તુરકની સાથ. વિજય.
વીર બતાવો, તમારા હાથ. વિજય.
તુચ્છ તુરકની શી, છે વિશાત. વિજય.
કરૂં આ શેરથી, પઠાણુની ઘાત. વિજય.
રોમ રોમ, ચડયું છે શૂર. વિજય.
શું ક્ષત્રી વીર, ખોશે નીજ નૂર. વિજય.
બેસી રહ્યાછો, શું ધરી ધીર મન. વિજય.
ઉઠો ઉઠો શૂરવીર, સભા જન. વિજય.

## પ્રવેશ. ૫ મો.

(વિજયસિંહની મા તેને ધિક્કારે છે).

**તારામતી**—(ક્ષત્રી કલંક કેમ લેશેરે). એ રાહ.
ફૂટ ફૂટ હે મારા બાળ, કાળે મુખે તું કેમ આવ્યોરે;
હાય પ્રગટી છે મનમાં ઝાળ. કાળે મુખે.
યાદ કરને તુ ક્ષત્રી રણધીર. કાળે મુખે.
લવ કુશને તું જો રઘુવીર. કાળે મુખે.
ખોઇ આજ કુટુંબની લાજ. કાળે મુખે.
ધીક તેને કરે તારા જેવા કાજ. કાળે મુખે.
લાવ હું બાંધુ હથિયાર; કાળે મુખે.

હણું અરીદળને આ વાર; કાળે મુખે.
તું તો નીવડયો આ કુળમાં કપૂત, કાળે મુખે.
લજાવી વિજય તેં મારી કૂખ. કાળે મુખે.

**વિજયસિંહ—**

હે માતુશ્રી શું વદો છો વચન, વિજય ટેક કેમ તજેરે
છું હું રણધીર કેરો તન. વિજય.
ક્ષત્રીમાંથી હજી ગયું નથી શૂર, વિજય.
કેમ પરીયાનું જવા દઉં નૂર. વિજય.
માજી નીવડયો નથી હું કપૂત, વિજય.
હાય કેમ લજાવીશ તારી કૂખ. વિજય.
માજી જાઉં છું હું હવે રણગાંહ્ય, વિજય.
મારા હૃદયમાં પ્રગટી છે લાહ્ય. વિજય.

## પ્રવેશ દઠો

(વિજયસિંહનું લશ્કર)

**બધા સાથે—** **રાગ કલ્યાણ.**

ચલો. ચલો ચલો, ચલો ચલો ચલો.
તુચ્છ તુરકને મારવા, ચલો ચલો ચલો. ટેક.

**સેનાપતિ—**

ક્ષત્રીવીર આજે બતાવો તમારા હાથ;
ખુશી થશે આપણા ઉપર મહીનાથ. ચલો. ૧

**૧ સિપાઈ—**

દાઢીએથી પકડી તુરકને આવાર;
સમશેર ચલાવી મારો તેમને માર. ચલો. ૨

બીજો સિપાઇ—

જીતીશું તો પામશું ભારે ભારે ઈનામ;
શૂરવીર હૈએથી હારશો નહીં હામ. ચલો. ૩

(બંને મિત્રો મળે છે ત્યારે).

શુરાજી— (ખુશ રહો સનમજન મેરા) એરાહ.

ઉદાસી થઈ ક્યાં, જાય મીત્ર ઓ મારા;
શું કરવા લશ્કર, સાથ લીધું છે પ્યારા. ૧
કોની સાથે યુધ કરવા, દિલમાં ધારો;
ઘો નામ કોણ છે, આજ યુદ્ધ કરનારો. ૨
હે વિજયસીંહ શું, કારણ છે બતલાવો;
જેથી કરીયો છે ઠાઠ, મીત્ર તેં આવો. ૩

વિજયસિંહ—

શી વાત કહું હું, દુઃખની પ્યારા મારી;
ભડ ભડતી બળશે, લાહ્ય હાય દુઃખકારી. ૧
ગણી પત્નિ મારીને, પતિવ્રતા મેં નારી;
હાય દગો દીધો છે, મને અતીશે ભારી. ૨
ગઇ તુચ્છ તુરકને, મનમાં પ્રેમજ લાવી;
હે સુજ્ઞ મીત્ર, વિપરીત વાત છે આવી. ૩

શુરાજી—

ચીંતા નવ કર, ઓ મીત્ર સુજ્ઞજો સારા;
શી મ્લેચ્છ તણી વીશાત, આવું સંગ તારા. ૧
લશ્કરને પાછું વાળ, અહીંથી વીરા;
ચલ તુર્ક તણે મૂકામ, બનીને ધીરા. ૨

**વિજયસિંહ—** (તેનો ઉપકાર માનેછે.)

(હરી કલંક આરે ઉતારો, મુજ પ્રાણનાથ ઉગારો.)

ધન્ય ધન્ય ક્ષત્રીવટ તારો, તું પ્રાણ થકી છે પ્યારો. ૧

ધન્ય ધન્ય શુરાજી પ્યારા, દિલજાન દોસ્ત ઓ મારા;

ધન્ય ક્ષત્રી ધર્મ છે તારો, તું પ્રાણથકી છે પ્યારો. ધન્ય. ૨

ધન્ય છે તુજ મીત્રા ચારી, જોઈ હર્ષ થયો છે ભારી;

તેં જીવ કર્યો છે અકારો, તું પ્રાણથકી છે પ્યારો. ધન્ય ૩

શુભ ગુણ જોઇને તારા, વધ્યો પ્રેમ આજ ઉર મારા;

છે કુડા કર્મથી ન્યારો, તું પ્રાણથકી છે પ્યારો. ધન્ય. ૪

તેં ક્ષત્રી ધર્મ બતલાયો, તુજ મીત્રની વારે ધાયો;

ગણી મીત્ર મને તેં તારો, તું પ્રાણથકી છે પ્યારો. ધન્ય. ૫

સાબાશ મીત્ર છે તુજને, અર્પણ કર્યું શીશ તેં મુજને;

કરી પ્રેમ તણો વધારો, તું પ્રાણ થકી છે પ્યારો. ધન્ય. ૬

આ વીનતિ સર્વે ધરજો, આવા મીત્રો સૌ કરજો;

જોઈ નાતિવાન ગુણી સારો, તું પ્રાણ થકી છે પ્યારો. ધન્ય. ૭

## પ્રવેશ ૭ મો.

ભગવાનસિંહનું ઘર.

(વિજયસિંહનો કાગળ આવ્યો તે ભગવાનસિંહની સ્ત્રિ રૂપવન્તી વાંચી બતાવે છે.)

**રૂપવંતી—**(સ્વસ્તી શ્રીસ્નેહ પુરગામ) એ રાહ.

મારા પ્રીય પ્રધાન સુજાણ, ચિત્તમાં ધરજે રે;
રૂડુરાજ તણું રક્ષણ, પ્રીતે કરજે રે. ૧
છે વીવેકીને નીતિવાન, તેથી કહું છું રે;
વળી ગુણતણો નીધાન, સુખમાં રહું છું રે. ૨

પ્રજાપાળ જે આણી પ્રેમ, દિન દિન પ્રત્યે રે;
ન્યાય આપજે તું હે વીર, ચાલી સત્યે રે. ૩
લખું હકિકત જે હું આજ, લેજે વિચારી રે;
શુભ કરજે હમેશાં કાજ, હૃદયમાં ધારી રે. ૪
લઈ લસ્કર સાથે વીર, વેગે પળિયો રે;
રસ્તે જાતાં આગળ મીત્ર, શુરાજી મળિયો રે. ૫
તેણે પૂછી તેથી કહી સર્વ, મેં ત્યાં વાત રે;
દઈ ધીરજ બહુ, બહુ વાર, પમાડયો શાંતરે. ૬
પાછું વાળ બધું તુજ સૈન્ય, વદિયો વચન રે;
સૈન્ય મોકલ્યુંછે તેથી સર્વ, ધરીને મન રે. ૭
મિત્ર શૂરાજી છે મુજ સાથ, ચિંતા નવ કરજે રે;
આવશું વે'લા નગ્રની માંય, ધિરજ તું ધરજે રે. ૮
માટે શાણા સચિવ ગુણવાન, કહું શું તુજને રે;
રૂડું ચલાવજે ન્યાયે રાજ, તેથી હર્ષ મુજને રે. ૯
પુજ્ય માતુશ્રીને જઈ વીર, ધૈર્ય તું દેજે રે;
મારી આશીશ ભગવાનસીંહ માની લેજે રે. ૧૦

---

# अंक ६ ठो.

## પ્રવેશ ૩ જો.

(શુરાજી મરણ પામેછે તે વખતે વિજયસિંહનો વિલાપ.)

**વિજયસિંહ—** **લલીત.**

અરર હાયરે, મીત્ર તો ગયો; કરમ હીનહું, એકલો રહયો;
ફરિ નહીં હવે, દેખું હું ખરે; સુહૃદ માહરો, જાયશું અરે. ૧

કરગૃહી અમે, સાથ ચાલતા; નગરમાંહી તો, ખૂબ માલતા;
એ બધું ગયું, હાય હાય રે; જીવ જતો રહ્યો, દેખું કાયરે. ૨
કર ગ્રહી મને, માન આપતો; દુખજ હોલતો, તેહ કાપતો;
ભર જુવાનીમાં, તું ગયો મરી; સુખડ સર્વ તેં, લીધું છે હરી. ૩
અરર હાય રે, શું હવે કરૂં; ગિરિથકી પડું, ઝેરથી મરૂં;
જમણિ આંખનો, જાતી રે રહી; જુગલ નેત્રને, એક છે અહીં. ૪
અરર શું હવે, મીત્ર માહરા; કદિ ન સાંભળું, વેણુ તાહરા;
અરર આવ તું, એકવાર તો, બહુજ ભેટીએ, મીત્ર ત્યારતો. ૫
વદન કાળું લઇ, શું હવે જઉં; તુજ સ્ત્રિ બાળને શું અરે કહું;
અરર દુઃખ હું, શું કહું કથી; પાપિ પ્રાણતું, કેમ જતો નથી. ૬

## પ્રવેશ ૪ થો.

(અરણ્યમાં વિલાપ કરેછે.)

**વિજયસિંહ—** (ચંદ્રમુખીને) એ રાહ.

અહો પ્રભૂ શો જૂલ્મ તેં દાસની પરે કર્યો—ટેક.
મીત્ર મારો જે હતો, સદ્‌ગુણીનો યાર તે,
દેખું નહીં અરે પ્રભૂ, કરૂં છું હું પોકારરે. અહો. ૧
દુષ્ટ ત્રિયાને કાજ તેં, પ્રાણ ત્યાગતો કર્યો,
મૂકી મને તું એકલો, પલકમાં ધરણી ઢળ્યો. અહો. ૨
શું બતાવું મુખ હું, પત્નિ બાળને જઈ,
દગો દીધો છે તેં ખરે, મીત્ર મારો તો થઈ. અહો. ૩
જવાબ તારા બાળને, શું દઈશ ત્યાં જઈ ખરે;
મૂકી મને જતો રહ્યો, દયા ન આવી કાં અરે. અહો. ૪

# પ્રવેશ ૫ મો.

(શુરાજીની સ્ત્રી પોતાને સ્વપ્નું આવવાથી દીલગીર થાયછે ત્યારે દાસી કહેછે. )

**દાસી**—(સહીયર દુઃખશું દાખવું) એ રાહ.

સ્વપન બપન સાચાં નથી, મિથ્યા દુખ દેનાર;
તેના ઉપર વીશ્વાસતો, રાખશો નહીં નાર. ટેક.
સ્વપ્નમાં રંક રાજા બને, રાય બનશેજ રંક;
સ્વપ્નમાં મૃત્યુ દેખાયછે, જાણે થયા અપંગ. સ્વપન. ૧
બાઇ મારી શોક છોડોને, એથી શું છે થનાર;
એવું કદી બાઈ આ કુળે, નથી નીપજનાર. સ્વપન. ૨

**વિમળદેવી**—(શુરાજીનું મરણ સાંભળીને).

## લલીત.

અરર ઓ પ્રભૂ, આમ શું થયું; પલકવારમાં, સૂખડું ગયું;
મન વ્યથા ઘણી, હાય થાયરે; સુખ સદા ગયું, અરર હાય રે.
પતિ તમે મને, કેમ પરહરી, દિલ વિષે દયા, નાથ ના ધરી;
હ્રદય મારૂં તો ફાટી જાય રે, સુખ સદા ગયું અરર હાય રે. ૨
પુરણ પ્રેમથી, પાળતા તમે; તજી ગયા કહો, કેમ આ સમે;
દિલ વિષે પીયૂ પ્રગટી લાહ્ય રે; સુખ સદા ગયું, અરર હાયરે. ૩
અરર કયાં જઉં કંથ માહરા, રઝળતી મુકી, ચાલીયા ખરા;
દુઃખ વિયોગનું શે ખમાયરે, સુખ સદા ગયું, અરર હાયરે. ૪
જીવ જતો નથી દુષ્ટ તું ખરે, વીનતિ આ સુણી, માર્ગ દે ઘરે;
ઝુરિ ઝુરિ પીયૂ તમ પ્રિયા મરે, અરર દુઃખ શું, હે હરે હરે. ૫

**દાસી**--

ધિરજ તો ધરે માતુ માહરી, અતિ અગમ્ય છે બુદ્ધિ તાહરી;

રૂદન શું કરો સૂન્ન તો થઈ, લખિત વાત તે, રે બની ગઈ. ૧
વીરસીંહ છે પુત્ર તમ તણો, અતિ વિવેકી ને, છે સુલક્ષણો;
ધિરજ શી રીતે એહ ધારશે, તવ રૂદનથી, હામ હરશે. ૨
સજળ નેત્રથી આંસુ પાતરે, કયમ કરો તમે, અરર માતરે;
ગયું નહીં હવે પાછું આવશે, ઉલટું અંગમાં, દુઃખતો થશે. ૩

**વિમળદેવી—** (સીતાજીના મહીનાનો રાગ)

મારા પ્રાણથકી પ્રીયનાથ. મને મુકી કયાં ગયા;
રડવડતી થઇ હું અનાથ, દિવસ દૂખના થયા. ૧
જેમ જળ વિના તરફડે મીન, તેવી હું તરફડું;
શોછે દોષ મારો હે સુજાણ, દિધું દૂખ આવડું. ૨
મને નાથ કરી નીરાધાર, રંડાપો આપીને;
તજી શે વાંકે અબળા આ વાર, સુખ સઉ કાપીને. ૩
હાય દિલ વિષે પ્રગટી છે ઝાળ, પિયુ મૂજને અતી;
મળું ક્ષણુ એકમાં ભરથાર, હું થઇને સતી. ૪
મેડી મંદીર માળિયાં ગોખ, સહુ ખાવા ધાય છે;
મારૂં મન પીયુ મળવા કાજ, અતી અકળાયછે. ૫
થોડી વાર ઉપર હે નાથ, જોતીતી વાટડી;
હાય આવી ખબર મળી આજ, બળેછે છાતડી. ૬
તેર વર્ષનો છે આ બાળ, સૂત વીરસીંહ ખરે;
હાય કરશે કોએની ઓથ, રે'શે કોને આશરે. ૭

## પ્રવેશ ૬ ઠો.

**વિમળદેવી.**—( સતિ થતી વખતે ).

( સહીયર દુખશું દાખવું ) એ રાહ.

હેજે પ્રભૂજી ખોળે મને, જાણી અબળા અનાથ;

સ્તૂતી કરૂંછું તારી પ્રભૂ, બંને જોડીને હાથ. ટેક.
ભૂલી નથી કદી હું વીભૂ, મારો પતીવ્રત ધર્મ;
ખરે કર્યા મેં તો નથી, કદી અનુચીત કર્મ. સ્તુ૦ ૧
દુભવ્યા નથી પ્રભુ મેં કદી, પ્રાણથી પ્રીયનાથ;
હવે સતી થઉંછું અહો, રાખ્ય પીયુની સાથ. સ્તુ૦ ૨
વિજયસીંહજી સાંભળો, લેજો પૂત્રની ભાળ;
મનમાંહતું તે મને રહ્યું, આવ્યો વિપરીત કાળ. સ્તુ૦ ૩
સારી રીતે તમે પાળજો, એ છે નાનેરૂં બાળ;
વાત આ જ્યાંરે જાણશે, ઘાત કરશે તે કાળ. સ્તુ૦ ૪
હે જગદીશ્વર હર્ષથી, માગું છું તમ પાસ;
સતી થઇ પતિને મળું, છે એ દિલમાં આશ. સ્તુ૦ ૫

**વીરસીંહ**—(અરે લાલ દેવ) એ રાહ.

અરે માતુ મારી, સતી થા ભલે; હું દીન બાળની, શી થશે રે વલે;
તજ્યોછે પિતાએ, મને ક્રૂર થઇ; દયા માતને શું, ન આવે જરી. ૧
અરેરે મને મા, ગમે ના જરી; આવિશ તારી, સંગે નકી રે મરી;
નહીં કાકા પાસે, અહીં હું રહું; અરે માતુ મારી, કથી સત્ય કહું. ૨

**વિજયસિંહ**—

અરે બાળ શાને કરેરે વિલાપ, રહે મારી સંગે તજી કષ્ટ આપ;
નહીં વાંકો થાવા દઉં તૂજ વાળ, વતાવે તને કો' લઉં પ્રાણ બાળ ૧

**વિમળદેવી**—શિખરણી વૃત.

પિતા હે પરમાત્મા, સકળ ગુણસંપન ખરા;
કરીછે જે આજે, તવ સ્તુતિ સ્વિકારો હરી હરા. ૧
ક્ષમા કરજો દોષો, અઘટિત કર્યા હોયજ વિભૂ,
સતી થઉંછું આજે, પ્રિતમ મુજ મેળવ પ્રભૂ. ૨

# अंक ७ मो.

## પ્રવેશ ૧ લો.

**વિજયસિંહ**—(ચંદ્રમુખીને ગોકલી) એ રાહ.

અરે દુષ્ટાતેં જૂલમશો, મારી ઊપરે કર્યો;
મીત્ર જેવો મીત્ર મારો, પલકમાં ધરણી ઢળ્યો. ટેક.
પ્રધાન મારો જે ભલો, કલંક મૂક્યું તેં ખરે;
લુબ્ધ થઇ મેં તૂજમાં, ધિક્કાર દીધોછે. અરે. ૧
ગણતો હતો હું પ્રાણથી, હમેંશ પ્રીય તૂજને;
દગો દઇ જતી રહી, સૂતો મૂકી મૂજને. અરે. ૨
મિત્ર તું જલ્દી કે' મને, આવી મળું તુંને કહીં;
કારી જખમ આ કદી, બૂઝાવાનો તો નહીં. અરે. ૩
ધિક્કારછે સ્ત્રિ જાતને, ધિક્કાર તેનો પ્યારરે;
વિશ્વાસ રાખશો નહીં, જોઈ કરો વિચારરે. અરે. ૪

## પ્રવેશ ૩ જો.

(લંપટસેનને ગરદન મારેછે ત્યારે તેની સ્ત્રિ વિલાપ કરેછે)

**વિજયા**—(સહીયર દુખશું દાખવું).

સ્વામી મારા આતે શું થયું, તજી જાગો શું આજ;
તજતાં મને અહીં એકલી, આવે જરીએ ન લાજ. ટેક.
ધર્મ હું મારો ચુકી નથી, નથી દૂભવ્યા આપ;
કેરે જનમનાં આવી નડે, હાય મારા પાપ. સ્વામી. ૧
પ્રથમ તમે માની નહીં, નાથ દાસીની શીખ;
અંતે આવા ફળ નીપજ્યાં, કરી માગતી ભીખ. સ્વામી. ૨
હાય હાય વ્યભીચારે તો, કર્યોછે કાળો કેર;

દુષ્ટાદ્વારા ચંદ્રભાગા તેં, વાળ્યું છે જુનું વેર. સ્વામી. ૩
મારી મને પછી તાગરો, કહું છું જોડીને હાથ;
જેમ બને તેમ મૂજને, લેજો આપની સાથ. સ્વામી.

**લંપટસેન—**

શોક છોડો તમે કામની, તમે છો સતીનાર;
કર્યા કરમ ભોગવું છું હું, ખરે ખાત આ વાર, ટેક. ૧
શીખ તમારી માની નહીં, ફળ ભોગવું આજ;
પ્રાણ તજું છું મારો અહો, એક કામની કાજ. શોક. ૨
કરજો ક્ષમા પ્રીય પત્ની તું, હોય જો મૂજ દોષ;
વાર લાગે છે મને અતી, રાય ધરશે રોષ. શોક. ૩
ઘેર જાઓ હવે ધૈર્યથી, લખ્યું તે થયું આમ;
મળશું પેલે ભવ આપણે, હવે છેલ્લા પ્રણામ. શોક.

**લંપટસેન—** (વ્યભિચારને ધિક્કારે છે).

### ત્રોટક.

વ્યભિચાર તજો, વ્યભિચાર તજો;
પ્રિય પૂર જનો, વ્યભિચાર તજો.
વ્યભિચારથી તો, મતિ મારી ફરી;
વ્યભિચારથી, સંપતિ ખાલી કરી. ૧
વ્યભિચારથી, પત્નિ મારી ખરે;
દઈ દૂખ અતી, દુભવીજ અરે.
વ્યભિચારથી તો, મુજ પત્નિ સતી;
થઇ તેની જુઓ હાય આજ ગતી. ૨
વ્યભિચારથી મારો પ્રાણ જશે;
જગમાંહી અતી, અપ કીર્ત્તિ થશે.

વ્યભિચારથી, છોડી તનેજ પ્રિયા;
જઉં છું પરલોક, વિષેજ ત્રિયા. ૩
વ્યભિચારથી, મીત્ર સમાજ તને;
તજવો પડશે, હાય આજ મને.
વ્યભિચારથી તો, સૌ સૂખ ગયું;
દુઃખ દૂખ દશે, દીશ વ્યાપી રહ્યું. ૪
વ્યભિચાર કરો, નવ મીત્ર કદા;
વ્યભિચાર ખરે, દુઃખ રૂપ સદા.
પુરવાસી કહું, બની નમ્ર અતી;
વ્યભિચાર, તજો, સુણીને વિનતી. ૫

(લંપટસેનની સ્ત્રી રાજા પાસે માફી માગે છે.)

**વિજયા—** (ચંદ્રમુખીને એકલી.)

કરી કૃપાની દૃષ્ટ રાય, માફી બક્ષસો તમે; ટેક.
દૃષ્ટી તો કરો તમે, આ પૂત્રી આપની પરે;
ઉગારવા નિજ નાથને, વીનતિ હું કરૂં ખરે. કરી. ૧
કર્યું અઘોર કર્મ તો, સ્વામી મારા એ ખરૂં;
હુકમ સૂણી આપનો, બાવરી બની ફરૂં. કરી. ૨
કરો ક્ષમા હે નૃપતી, નાથ મારાનો ગુનો;
કરી કૃપાની દૃષ્ટી રાય, વીનતિ પૂત્રીની સુણો. કરી. ૩

(રાજા લંપટસેનને જીવતદાન દેછે પછીથી ચંદ્રભાગાને ગરદન મારવાનો હુકમ કરે છે ત્યારે ચંદ્રભાગા કહે છે.)

**ચંદ્રભાગા—** બનજારો.

એમાં વાંક નથી કાંઇ મારો, તમે દિલમાં વાત વિચારો. ટેક.

કેર કરનારો છે બીજો કોઇ, લહો મનમાં તમે તે જોઈ;
છે બાળ લગ્નો ધારો, તમે દિલમાં વાત વિચારો. એમાં. ૧
હું હતી નાનેરી બાળા, કરતી છોકરમત ચાળા;
વર વર્ષે સાઠનો મારો, તમે દિલમાં વાત વિચારો. એમાં. ૨
હું જોબન બાળે વેશ, મુજ પતીના ઉજળા કેશ;
કરી ઠાઠ આવ્યો તે સારો, તમે દિલમાં વાત વિચારો. એમાં. ૩
કહું દુઃખની શી મારી વાત, મુખમાં મળે નહીં એક દાંત;
હસે લોક કરી ડચકારો, તમે દિલમાં વાત વિચારો. એમાં. ૪
બેઠો ચોરીમાં આવી જ્યારે, કંપે થરથર કાયા ત્યારે;
પડયો ચોથે ફેરે બીચારો, તમે દિલમાં વાત વિચારો. એમાં. ૫
જેવો પડયો તેવો પામ્યો મર્ણ, થયો ચાલતો તે રામ શર્ણ;
તેથી ધર્મ ભુલી હું મારો, તમે દિલમાં વાત વિચારો. એમાં. ૬
બાળપણું મેં રમતાં ગાળ્યું, મન સુનિતિપર મેં વાળ્યું;
પણ પાળ્યો નહીં તે ધારો, તમે દિલમાં વાત વિચારો. એમાં. ૭
તેથી આદર્યું અઘટીત કર્મ, તજી સગાં સંબંધીની શર્મ;
ગણ્યો લંપટસેનને પ્યારો, તમે દિલમાં વાત વિચારો. એમાં. ૮
હું બિન અપરાધી મરૂં છું, હવે છેલ્લું વચન ઉચરૂં છું;
બંધુ બાળલગ્ન વીદારો, તમે દિલમાં વાત વિચારો. એમાં. ૯
નામ બાળલગ્નનું બાળો, જુઓ કેર કર્યોછે કાળો;
પ્રિય પ્રાણ જાયછે મારો, તમે દિલમાં વાત વિચારો. એમાં. ૧૦

समाप्त.

**સર્વ પાત્રો— કલ્યાણ.**

પ્રિય આર્ય જનો, હવે આવજો તમો;
માફ ભૂલ ચૂકની તો, માગીએ અમો-એ ટેક.
આર્ય દેશને સુધારવાને, કીધોછે આ યત્ન;
સદાચરણ સુનીતિનું, વળી કરવા રૂડુ જત્ન. પ્રિય. ૧
કરો વિચાર હવે કંઇ દિલમાં, શાણા હે સરદાર;
રાખો નહીં વિશ્વાસ નારીપર, એછે આનો સાર. પ્રિય. ૨
મીત્ર શુગજી જેવા કરશો, નહીં તો અંતે દૂખ;
ગુણ તપાસી કરવી દોસ્તી, તેથી છે બહુ સૂખ. પ્રિય. ૩
ખેલ જોઈને સુધારશો, આ આર્ય દેશને આપ;
સુખ સંપતિ સંતતી વધજો, આર્ય તણી અમાપ. પ્રિય. ૪
વીજય વાંચ્છીત ખેલ ભજાવી, કરશે મન પ્રસન;
અવર ખેલમાં આપ પધારી, દેશો જો દર્શન. પ્રિય. ૫
આર્ય ભ્રાતુનો દિન દિન પ્રત્યે, કરો ઉદય ભગવાન;
શાણા સરદારો હવે, પધારો સ્વસ્થાન. પ્રિય. ૬

# સૂચના.

આ ખેલ ભજવવાનો હક્ક અમદાવાદ આર્ય વિજયવાંચ્છિત નાટક કંપનીને છે માટે આ કંપનીની રજા સિવાય કોઇએ ભજવવો નહીં.

જે સાહેબોને આ ચોપડી ખરીદ કરવી હોય તેમને આ કંપનીનો જ્યાં મુકામ હોય ત્યાંથી રોકડી કીંમતે મળશે.

બાદ મહેતા હરીલાલ કીકાભાઇ તથા મથુરલાલ કાશીરામ આ બંને મીત્રોએ આ કામમાં મને બનતી મદદ આપેલી છે તેથી હું તેમનો આભાર માનુછું.

છોટાલાલ વિ. દલપતરામ.

કર્તા.